॥ श्री ॥

# स्त्री सुबोध-माळा.

અથવા,

## સંસારસમુદ્રની નૌકા.

સદ્ગુણ શિરોમણી મહાન્ પૂજ્યમૂર્તિ.



રાજ્યમાતા માહારાણી શ્રી વિક્ટોરિયા.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસ—અમદાવાદ.

॥ श्री ॥

# स्त्री सुबोध-माळा.

અથવા,

## સંસારસમુદ્રની નૌકા.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,
**સાંકળચંદ પીતાંબરદાસ શાહ.**
સેશન્સકોર્ટના માજી ડીપોઝીશન રાઈટર
રાયપુર શામળાની પોળ.
**અમદાવાદ.**

આવૃત્તિ ૧ લી—પ્રત ૩૦૦૦

અમદાવાદ.
જૈન વિદ્યા વિજય પ્રિન્ટીંગ પ્રેસ.



संवत १९६३—इ. स. १९०७

કીમત ત્રણ આના.

# અર્પણ પત્રિકા.

## હરિગીત છંદ.

કરી કામ સાર્વજનિક રાખ્યું નામ જેણે સર્વદા,
સી. આઈ. ઇ સ્વર્ગે ગયા રણછોડલાલ જીવે સદા;
તસ કીર્તિ મૂર્તિ પૌત્ર ચીનુભાઇ પિતામહની છે ખરી,
રચી શ્રીસુબોધક પુષ્પમાળા કંઠ ચીનુભાઇને ધરી. ૧
તસ જનક માધવલાલ માધવમૂર્તિસમ સાચા હતા,
પરમાર્થ સાર્વજનિક કામે પિતા માફક શોભતા;
તે મૂર્તિ સદ્‌ગુણ કીર્તિ માધવલાલ સ્વર્ગે વિસ્તરી, રચી. ૨
પાળી પ્રતિજ્ઞા પૂર્વજોની હાલ ચીનુભાઈએ ખરી,
ઊદ્યોગશાળા ધર્મશાળા દવાશાળાઓ કરી;
દાદાતણી હાઇસ્કુલ કરી સરકાર હસ્તકમાં ધરી, રચી. ૩
વિદ્વાન બુદ્ધિનિધાન દે શુભ જ્ઞાન દાન સદા સુદા,
ટ્રાવેલિંગ ઓષધદાન દે ગઢ ગામડાઓમાં સદા;
અન્નવસ્ત્રનું દે દાન ગુપ્ત નિદાન હિનને ઊદ્ધરી, રચી. ૪
ઝાહેરમાં નવ નામ મૂકે સાલ્ય ને સાદા સદા,
અતિ ચુકિત કે સ્તુતિ નવ ગમે વળિ ગર્વ જેને નહીં કદા;
સંભાવ સદ્‌ગુણના ઘણા પણ અલ્પ દીધા ઊચ્ચરી, રચી. ૫
દેશોન્નતિનો મૂળ પાયો નીતિ શ્રીશિક્ષણ હવા,
છો આપ ઇંતેજાર ભારત ભામિની ઉન્નતિ થવા;
ઉપયોગી તે અતિ શ્રીસુબોધક ગ્રંથ અર્પણ આ કરૂં;
રહો અમર નામ સુગ્રંથ સાથે પ્રાર્થના પ્રભુ ઉચ્ચરૂં. ૬

લી. આપનો ગુણાનુરાગી સેવક,

ગ્રંથકર્ત્તા.

# પ્રસ્તાવના.

દેશની ઉન્નતિ અને આબાદીનો સઘળો આધાર નીતિમય સ્ત્રીશિક્ષણમાં સમાયેલો છે, સંસારસમુદ્રમાં વિવેક વા'ણ ચલાવવાને સ્ત્રી, એ એક અનુભવી સુકાની તરીકે ગણાય છે. ઉંચા પ્રકારની નીતિમય કેળવણીથી સ્ત્રીસમાજ સભ્ય, સાદો અને સરળ થાય છે, જ્યાં ત્યાં અધૂરો ઘડોજ છલકાય છે; તે પ્રમાણે નીતિબોધ વિનાના અધૂરા જ્ઞાનથી કવચિત કેળવણીનો ગેર ઉપયોગ થએલો જોવામાં આવે તો તેથી કેળવણીને દોષ આપવો એ ભૂલ ભરેલું છે, પણ એ ખામી માત્ર અધૂરા જ્ઞાનનીજ છે.

સ્ત્રીવર્ગમાં ગીત ગાવાનો રિવાજ કુદરતી છે, તેઓ હરતાં ફરતાં, ઘરનું કામકાજ કરતાં અને લગ્નાદિક પ્રસંગોમાં વિવિધ પ્રકારનાં ગીત ગાય છે, એવાં ગીત નીતિમય બોધદાયક હોય તો તેમના કુમળા મગજમાં સારી અસર થવાનો સંભવ છે, જો ઉપદેશનાં વચનો ગદ્યમાં હોય તો ઘણું કરીને તે એકાદ વાર વાંચી વિસારી દેવાય છે, પણ પદ્યના વચનોની છાપ મન ઉપર પડી જ્ઞાનતંતુને આકર્ષણ કરે છે, અને ગાયનના કુદરતી રસનું પોષણ થતાંજ ગમ્મતની સાથે મોઢે થઇ તેનું વારંવાર સ્મરણ કરાવે છે, તેથી સદાચાર પ્રાપ્ત થાય છે. આ હેતુથી આ લઘુ પુસ્તકમાં ઘરસંસારનું સ્વરૂપ સદાચાર અને નીતિનાં બોધ સહીત ગીતના આકારમાં દર્શાવવામાં આવ્યું છે. કાળે કરીને કેટલાએક હાનીકારક રિવાજો દાખલ થવાથી આપણી સુખ સંપત્તિમાં કેટલોએક ફેરફાર થયો છે, પણ સમયાનુસાર તેમાં સુધારો કરી સદ્વર્તન આચરવું જોઇએ, તેથી તેવા કુધારા તજવા વિશે પણ કેટલુંક બોધદાયક વર્ણન આપ્યું છે.

કવિયો હમેશાં પોતાના જ્ઞાન અને અવસ્થાને યોગ્ય કવિતા કરે છે, પણ જેમ બાળકને પ્રથમ પયપાન, પછી ઘી ચાટણું અને વધતી વયના પ્રમાણમાં તેની પાચન શક્તિને અનુસારે અનુક્રમે વિવિધ પ્રકારનો ખોરાક આપવામાં આવે છે, તે પ્રમાણે આ પુસ્તકમાં નાની વયની તેમજ મોટી ઉમ્મરની બાળાઓને માટે ક્રમવાર ધોરણને છાજતી કવિતાઓ, ચાલતી ગરબીઓના રાગમાં સાદી, સરળ ને મધુર ગુજરાતી ભાષામાં મૂકવામાં આવી છે.

આ પુસ્તકના ગુણદોષ વિશે બોલવાનું કામ મારૂં નથી, એ કામ મારા વિદ્વાન મિત્ર સાક્ષર વર્ગનું છે, તેમાંના સાક્ષર ગ્રહસ્થોએ અને વિદ્વાન વીરબાળાઓએ આ લઘુ ગ્રંથની યોગ્ય કદર કરી પોતાના ઉત્તમ પ્રકારના અભિપ્રાયો દર્શાવી કર્તાને આભારી કર્યો છે, તેજ પ્રમાણે મારા બીજા વિદ્વાન મિત્રો આ લઘુ પુસ્તકનું એક વખત અવલોકન કરવાની અભિરૂચી કરશે તો હું ધારૂં છું કે આ પુસ્તક અતિ ઉપયોગી થઈ આર્યબાળાઓની સંસાર-સ્થિતી સુધારવાને એક ઉત્તમ પ્રકારનું સાધન થઇ પડશે.

ભારતભુમિના ભુષણરૂપ વીરબાળાઓને આ લઘુ ગ્રંથનું મનન કરતાં જો કાંઇ આનંદ થશે તો આ પુસ્તકમાંના નીતિબોધને માન આપી તેઓ સદાચારથી વર્તી આ **સંસારસમુદ્રની નોકાથી** પોતાનો સંસાર સાગો સુખ સમાધિમાં પાર કરશે અને તેથી કર્તાનો પ્રયાશ સફળ થઇ સંતોષદાયક થશે.

આ પુસ્તકમાંના વિષયો ગોઠવવામાં તથા મારા વિચારોને ઉત્કંઠિત કરવામાં મારા વિદ્વાન ને અનુભવી મિત્ર રા. રા. વાડીલાલ નથુભાઇ કજુંબગરે મને કેટલુંક ઉત્તેજન આપ્યું છે, તેને માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

**અમદાવાદ.** }
રાયપુર ગામ }
બાની પોળ. }

**સાંકળચંદ પીતાંબરદાસ શાહ.**
**કર્ત્તા.**

# સાંકળિયું.



## આ પુસ્તક વિષે સાક્ષરવર્ગના અભિપ્રાય.

વડોદરા રાજ્યના માજી ચીફ જસ્ટીસ દિવાન બાહાદુર
**અંબાલાલ સાકરલાલ દેશાઈ એમ. એ. એલ. એલ. બી.**

Mr. Sankalchand Pitamber h-as com posed some excellent Garbies suitable for the use of girls from 6 to 16 years of age. The matter is always well chosen, the language is smooth, and easy and elevating. The work is rightly named સ્રી સુબોધ માળા. It can be confidently recommended as a text book for use in girls' schools, or for prizes, or libraries. Mr. Sankalchand deserves great credit for devoting his time to such work.

3rd December 1906, Ahmedabad. } Sd/ Ambalal Sakerlal.

---

**રા. રા. આણંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી. ગુજરાત કોલેજના સંસ્કૃત પ્રોફેસર.**

I have heard and read some of the garbies from Mr. Sankalchand Pitamberdas Shah's "Stri Subodh Mala." They are simple, melodious and perfectly suitable for the use of girls in Vernacular Schools and the Female Training College. They are absolutely free from unhealthy sentiments and the

style adopted is altogether indigenous. The work will be always welcome as a prize Book by our girls.

Gujrat College } Sd/ A. B. Dhruve
7-2-07 } Professor of Sanskrit, Gujrat College.

---

રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ
બી. એ. એલ. એલ. બી.

Mr. Sankalchand Pitamberdas Shah has shown to me his work " Stri Subodh Mala or Samsar Samudrani Nauka." The work is a collection of songs adapted to the use of girls attending schools. The songs are full of salutary advice and useful information. They are in easy and simple language, and in their matter they are such that no one could take exception to anything said therein. The work has been divided into parts intended for each of the six standards and at the end are given songs for use in the Female Training College. The work deserves every encouragement, and in my humble opinion it is worthy of use as a text book in girls' schools and also of use for prizes and libraries,

Ahmedabad 10th January 1907. } Ramanbhai Mahipatram Nilkanth.

---

## રા. રા. રેવાશંકર અંબારામ ભટ્ટ.

માજી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

રા. રા. સાંકળચંદ પીતાંબરદાસ.

હું ઘણી ખુશીથી સરટીફીકેટ આપુંછું કે તમારી ગરબાવળીની ચોપડી મેં પેહેલેથી તે છેવટ સુધી વાંચી જોઇ અને તે ઉપરથી મારા જાણવામાં સારી રીતે આવ્યું છે કે તમે કવિતાનું કામ ઉત્તમ રીતે કરી શકો છો, તમારી શબ્દરચના અને અક્ષરસગાઇ બરોબર રીતે જાળવી શકયા છો, તે ઉપરથી મને લાગે છે કે તમે કુદરતી કવિ છો, જો તમારો ઉદ્યોગ કવિતામાં જારી રાખશો તો તમે સારા કવિ થઇ શકશો. મેં વાંચેલી ગરબાવળીની ચોપડી એવી સારી છે કે તે કન્યાશાળાની લાઇબ્રેરી તથા કન્યાઓને ઇનામ આપવા લાયક છે એટલુંજ નહિં પણ ભણેલી મોટી ઉમ્મરની બાઇઓને પણ તે વાંચવા લાયક છે. એ ચોપડીનો બોહોળો ફેલાવો થવાને મારી ભલામણ છે. તા. ૨૪ મી ડીસેમ્બર સને ૧૯૦૫.

રેવાશંકર અંબારામ ભટ્ટ.

---

રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠનાં ધર્મપત્નિ સૌ. વીરબાળા વિદ્યાગૌરી બી. એ.

રા. સાંકળચંદ પીતાંબરદાસ શાહની બનાવેલી શ્રીસુબોધમાળા નામની ચોપડી મેં વાંચી છે. નાની ઉમરની તેમજ મોટી વયની કન્યાઓને માટે એમાં ગરબીઓનો સંગ્રહ બનાવેલો છે. સ્ત્રી વર્ગમાં ગરબીઓ ગાવાનો શોખ સાધારણ રીતે જોવામાં આવે છે. તે ગરબીઓ સારી, બોધદાયક અને નીતિમય હોય તો તેની સારી અસર થાય તેમ છે. આ પુસ્તકમાં એવીજ બોધમય ગરબીઓ રચેલી છે કે જેથી બાળાઓને ઉપદેશ મળે અને સુમાર્ગ પ્રાપ્ત કરાય, કોઇપણ ગરબીમાં કાંઇ વાંધા ભરેલું નથી. તેથી

સર્વ કન્યાઓ તેનો લાભ લઈ સદ્ઉપદેશ ગ્રહણ કરી શકે તેમ છે. ઉપદેશના વચનો ગદ્યમાં હોય છે તે એક બે વાર વાંચી મુકી દેવાય છે. પરંતુ ગીતના રૂપમાં હોય તો તે હમેશ ગાવામાં આવે અને પ્રસંગ અનુસાર વારંવાર તેનો ઉપયોગ થાય તેથી વિશેષ ફાયદો થવા સંભવ છે. કર્ત્તાનો પ્રયાસ સ્તુત્ય હોઇ ઉત્તેજનને પાત્ર છે. સ્ત્રી કેળવણીને એ પુસ્તકથી લાભ મળે એમ છે. શાળામાં ભણતી કન્યાઓ એ વાંચ તો તેમને સારૂં જ્ઞાન અને નીતિનો બોધ પ્રાપ્ત થશે.

૩૦-૧૧-૦૬ }
અમદાવાદ. } સૌ. વિદ્યા રમણભાઇ બી. એ.

---

રા. રા. દાક્તર સુમંતભાઇ બટુકરામ મહેતાનાં ધર્મપત્નિ
સૌ. વીરબાળા **શારદાગૌરી** બી. એ.

રા. રા. સાંકળચંદ પીતાંબરદાસ શાહની રચેલી ગરબાવળી “ સ્ત્રી સુબોધમાળા ” પ્રથમથી તે છેલ્લે સુધી મેં વાંચી જોઇ છે. રા. સાંકળચંદનો પ્રયાસ અતિ ઉત્તમ જણાય છે. સ્ત્રીવર્ગમાં તેમજ બાળાવર્ગમાં ગરબી ગાવાનો વિશેષ પ્રચાર છે, તો જે ગરબીઓમાંથી સુશિક્ષણ ગ્રહણ કરી શકાય એવી હોય તો ઘણો લાભ થાય, અને નીતિ અને કેળવણીનો પ્રચાર થઇ શકે.

રા. સાંકળચંદની ગરબીઓનો ક્રમ ઘણો યોગ્ય છે. બાળક છોકરીઓને તેમજ ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં ભણતી છોકરીઓના અભ્યાસને અનુકૂળ છે. તેમજ ગરબીઓની રચના ઘણી સરળ છે. અને કોઇપણ રીતે વાંધો લેવા જેવી એકે ગરબી નથી તેથી સર્વ રીતે જોતાં પુસ્તક કન્યાશાળાઓમાં ટેકસ્ટ બુક તરિકે તેમજ ઇનામ તથા લાયબ્રેરીના ઉપયોગમાં લેવા યોગ્ય છે.

વડોદરા રાજ્યની કન્યાશાળામાં ટેકસ્ટ બુક તરીકે આ પુસ્તક વપરાય તો ગ્રંથકારને ઉત્તેજન મળશે, તેમજ કન્યાઓને લાભ થશે. તા. ૧ ફેબ્રુઆરી ૧૯૦૭.

લી. સૌ. **શારદા મેહેતા.** બી. એ.

॥ શ્રી ॥

# સ્ત્રી સુબોધ-માળા.

## અથવા

# સંસારસમુદ્રની નૌકા.

---

## મંગળાચરણ.

---

### હરિગીત છંદ.

સૌ મંગળોમાં પ્રથમ મંગળ પ્રાર્થના પ્રભુની કરૂં,
અતિ વિકટ પંથ સુગ્રંથ રચના સાંયતાથી નિસ્તરૂં;
વાગ્દેવિ[1] સરસ્વતી ભગવતિ શ્વેતાંબરી મા ભારતી,
હર તિમીર જ્ઞાન પ્રકાશ કર વર માગું હે માતા સતી. ૧
કરૂં વાણીનો વિલાસ આપો કાવ્ય કૃતિમાં શુભમતી,
ભારત ભૂમિની ભામિની સૌ પુત્રી ગણી લો સન્મતી;
લઘુ ગ્રંથ આ સંસારસિંધુ ઉતરવા નૌકા[2] સમો;
ભણી આર્ય બે'નો કુશળ થઇ સંસાર સાજો અનુક્રમો. ૨

### દોહરા.

દોષ તજી ગુણ લે ભલા, સજ્જન હંસ સમાન;
નીર તજી જેમ ક્ષિર લે, તેમ કવિતાથી જ્ઞાન. ૧
સજ્જન પ્રસન્ન થઇ કરો, કવિતાનો વિસ્તાર;
અથવા એ ભૂલ માહરી, કરવો વ્યર્થ વિચાર. ૨
જો કવિતામાં ગુણ હશે, સદાચારનો સાર;

---

૧ વાણીદેવી-સરસ્વતી. ૨ વહાણ.

કલ્પલતા પરે તો થશે, સ્વાભાવિક વિસ્તાર. ૩
કમળ નિપજે જળથકી, જળ ન લહે ગુણ દોષ;
ગાયક સમિર[1] સુગંધ લે, કવિને મન સંતોષ. ૪

## બાળ વર્ગને માટે.

### બાળગીત ( પ્રાર્થના. )

**આવીછે બાણને માંડવેરે, જાદવ કુળની તે જાન.**
એ રાગ.

પાય લાગું પ્રભુને સદારે, ના'ની વયની છું બાળ;
ટાળજો મારી આપદારે, પ્રભુ છો પ્રતિપાળ.
હેત ધરી મને પાળજોરે, ના'ની વયની છું બાળ;
કુશળ રાખી દુઃખ ટાળજોરે, પ્રભુ છો પ્રતિપાળ.
સદાચરણ શુભ આપજોરે, ના'ની વયનીછું બાળ;
સુમતિ આપી સુખ થાપજોરે, પ્રભુ છો પ્રતિપાળ.
સાચા બોલી કરજો મનેરે, ના'ની વયની છું બાળ;
હાથ જોડીને નમું તનેરે, પ્રભુ છો પ્રતિપાળ.
માત પિતા મારાં રહો સુખીરે, ના'ની વયની છું બાળ;
પાળે મને ન કરે દુઃખીરે, પ્રભુ છો પ્રતિપાળ.
વડીલનો વિનય કરાવજોરે, ના'ની વયની છું બાળ;
નીતિના પંથે ચઢાવજોરે, પ્રભુ છો પ્રતિપાળ.

## પાઠ ૧ લો.

### કક્કાવારી.

**લીલો લીમડોરે, લીલો નાગરવેલનો છોડ**—એ રાગ.

ક કલગી થકીરે, ખ ખડિયા ખલથી ઓળખાય;

[1] પવન.

ગ ગદ્ધા થકીરે, ઘ ઘર ઘડાતણો બોલાય. ૧
સખી મારી હળીમળીરે, નિશાળે જઇએ ભલિભાત;
ભણીએ ભાવથીરે, મૂકી આડી અવળી વાત. ૨
ચ ચકલી થકીરે, છ છતરી દેખી ઓળખાય;
જ જમરૂખ થકીરે, ઝ ઝભલું ભાળી બોલાય. ૩
સખી મારી છે ભલીરે, ન કરે કજીયો ને કંકાસ;
થઇને ઠાવકીરે, કરતી ભણવાનો અભ્યાસ. ૪
ટ ટટ્ટુ થકીરે, ઠ ઠળિયો દેખી ઓળખાય;
ડ ડગલા થકીરે, ઢ ઢબ્બુ જોઇને બોલાય. ૫
સખી મારી સુઘડ છેરે, ન કરે લૂગડાં મેલાંદાટ;
ધૂળમાં નવી રમેરે, નાહી ધોઇ ચોખ્ખી રહે દીન રાત. ૬

# પાઠ ૨ જો.

## કક્કાવારી.

### રાગ ઉપરનો.

ણ કોઇનો નહીંરે, બીજા નામ સાથ બોલાય;
ત તરવારનોરે, થ થડ દેખીને ઉચરાય. ૧
સખી મારી થુંકથીરે, અક્ષર માંજે નહીં સુજાત;
ચિતર ન ચિતરેરે, શિલેટમાં લીંટા કુડ ઘાટ. ૨
દ શુભ દડાતણોરે, ધ ધજા જોઈ મન લોભાય;
ન નળ નગારથીરે, પ પતંગ જોઈ પરખાય. ૩
સખી મારી નિરમળીરે, સહુથી વે'લી ભણવા જાય;
ઘેરથી નીકળીરે, વાટેઘાટે નહીં રોકાય. ૪
ફ ફણુસ થકીરે, બ બકરીનો મુખ બોલાય;
ભ શુભ ભમરડેરે, મ મગર મરચે ઓળખાય. ૫
સખી મા બાપનીરે, આગ્યા શિર ધરીએ હમેશ;
સામું ન બોલીએરે, હઠ ને કલેષ ન કરીએ લેશ. ૬

## પાઠ ૩ જો.

### કક્કાવારી.

#### રાગ ઉપરનો.

ર રથથકી ભલોરે, લ લખટો જોઇને બોલાય;
વ છે વહાણનોરે, શ શકોરૂં જોઈ ઓળખાય. ૧
સખી મારી ભાવથીરે, પ્રભુને ભજીએ વારંવાર;
સુમતિ આપજ્યોરે, બાળગોપાળતણા પ્રતિપાળ. ૨
સ સગડી થકીરે, હ હળ દેખી મન હરખાય;
ઇ ઇયળ થકીરે, ઈ ઈસ ઇંટ જોઈ ઓળખાય. ૩
સખી મારી ચતુર છેરે, રાખે ચોપડીની સંભાળ;
ગંદી નવી કરેરે, પાનું ફાડે નહીં કોઇ કાળ. ૪
ઉ ઉંદરડ તણોરે, ઊ આખો ઊનનો કે'વાય;
અ અજગરથકીરે, અક્ષર ચિત્રો જોઈ ઓળખાય. ૫
સખી મારી સાસરેરે, ભણી ગણી ડાહી થઇ જાય;
સંપી રહે સદારે, જગમાં કીરતિ છત્ર ધરાય. ૬

---

# ધોરણ ૧ લું.

## પાઠ ૧ લો.

### બાળટોળી.

#### અચકો મચકો કાલેરી—એ રાગ.

સૌ હળીમળી લેઇએ તાળી બે'ન, સરખી વયની સાહેલી.
ભલી તું ભલી ભોળી બાળી બે'ન, ,,
ઊઠીએ વે'લાં પરભાતે બે'ન, ,,
ભજીએ પ્રભુને ભલીભાતે બે'ન, ,,

નમીએ માબાપને પ્રીતે બે'ન, ,,
જે ચહાય સદા એક ચિત્તે બે'ન, ,,
જે દુઃખ વેઠી સુખ આપે બે'ન, ,,
તસ આજ્ઞા કોણુ ઉથાપે બે'ન, ,,
વડીલોનો વિનય તે કરીએ બે'ન, ,,
તસ હિત વચને અનુસરીએ બે'ન, ,,
દાતણ કરીએ નિત્ય નાહીએ બે'ન, ,,
વાળ ઓળાવી તેલ વાહીએ બે'ન. ,,

---

## પાઠ ૨ જો.

## બાળટોળી.

### રાગ ઉપરનો.

હઠ કજીયો રાઢ ન કરીએ બે'ન, સરખી વયની સાહેલી.
હસ્તે મુખ હળીમળી રહીએ બે'ન, ,,
પછી પાઠ નિશાળનો ભણીએ બે'ન, ,,
ભણ્યું પેહેલાનું ફરી ગણીએ બે'ન, ,,
ગણી **આંક** ને **કક્કો** ભણીએ બે'ન, ,,
**તિથી વાર** ને **મહીના** ગણીએ બે'ન, ,,
નિયમીત વખતે નીત્ય જમીએ બે'ન, ,,
ચિત્ત શાંતિ નિમીત જરી રમીએ બે'ન, ,,
થયો વખત નિશાળે જઇએ બે'ન, ,,
પેન સિલેટ ચોપડી લેઇએ બે'ન, ,,
ડાહી સરળ ને ચોખ્ખી બાળા બે'ન, ,,
જાય નિશાળે ગુણમાળા બે'ન, ,,

# પાઠ ૧ લો.

## નિશાળનો મહીમા.

### પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.

સરખી સમાણી સાહેલીયોરે, નિશાળે ભણવાને જાયરે;
ઓ માડી, ભણવા નિશાળે મોકલોરે. ટેક.
ચોપડીઓ લેઈ હાથમાંરે, મનમાં બહુ મલકાયરે. ઓ. ૧
બે'નપણી સાથે હું ગઇરે, એકદીન નિશાળમાં'યરે; ઓ.
નિશાળમાં ગમ્મત ઘણીરે, જોઇ જોઇ મન હરખાયરે. ઓ. ૨
લીંપ્યાં ગુંપ્યાં રૂડાં આંગણાંરે, ચિતરેલો ચારૂ ચોકરે; ઓ.
બચમાં રોપ્યા ફૂલ છોડવારે, કેળ ને દ્રાક્ષ અશોકરે. ઓ. ૩
ગ્યાલેરીયો શી ગોઠવીરે, ટેબલ ખુરશી પાટરે, ઓ.
ઘડીયાળી ભીંતે શોભતીરે, જેનો ઘડયો રૂડો ઘાટરે. ઓ. ૪
માયાળુ મે'તાજી ભલારે, રાખે પુત્રી સમ હેતરે; ઓ.
પાઠ ભણાવે પ્રીતથીરે, સમજાવે અર્થ સમેતરે. ઓ. ૫

---

# પાઠ ૨ જો.

## નિશાળનો મહીમા.

### રાગ ઉપરનો.

તાળી લેઇ ફુદડી ફરેરે, બાળી ભોળી ત્યાંયરે; ઓ.
કોયલ સમ મીઠા સ્વરેરે, ગરબીયો નીતિની ગાયરે. ઓ. ૧
પીવરાવે દૂધ પ્રીતથીરે, વેંહેંચે મેવા મીઠાઇરે; ઓ.
પાસ પરીક્ષામાં જે ઠરેરે, ઇનામ દે સુખદાઇરે. ઓ. ૨
ચોળી ચરણા ઓયણાંરે, ચોપડિયો રૂમાલરે; ઓ.
જેનું ભણતર જેટલુંરે, તેને મળે તેવો માલરે. ઓ. ૩
રંગ બેરંગી રમકડાંરે, આકૃતિની પેટી માં'યરે; ઓ.
મોર ચકોર ત્રિકોણીયાંરે, દેખાડે બે'નોને ત્યાંયરે. ઓ. ૪

એક રમકડું હાથમાંરે, લેઈ ઓળખાવે નામરે; ઓ.
નામ પાટિયાપર લખીરે, અક્ષર બોલાવે તામરે. ઓ. ૫
વાળાનું એક ચોકઠુંરે, તેમાં લખોટાની હારરે; ઓ.
લીલા પીળા કાળા લાલછેરે, ગણવાને રમવાનો બા'રરે. ઓ. ૬
નકશા ભલા ભીંતે ભેરવ્યારે, ચીતર્યા દેશને પાટરે; ઓ.
દેખાય છે રળિયામણારે, દરિયા ડુંગર નદી ઘાટરે. ઓ. ૭
ચકકરમાં ગોળો ફરેરે, ઊંધો ને ચત્તો થાયરે; ઓ.
એ ગોળો ભૂ માતનોરે, જોઈ મરું મન હરખાયરે. ઓ. ૮

## પાઠ ૩ જો.

### નિશાળનો મહીમા.

### રાગ ઉપરનો.

રમવાની ઝાઝી મઝારે, ભણતર રમતાં ભણાયરે; ઓ.
રજા મળે રવિવારનીરે, વળી તે'વારો પળાયરે. ઓ. ૧
રોજ બપોરે રજા મળેરે, રમવાની અડઘો કલાકરે; ઓ.
ખાવું પીવું ને ખેલવુંરે, ભણવું ને ખાવો થાકરે. ઓ. ૨
મા મને નિશાળે મોકલેરે, ભણવામાં ચોટયું ચિત્તરે; ઓ.
ધૂળમાં નહીં લોટું હવેરે, જઈશ નિશાળે નિત્યરે. ઓ. ૩
જે નરનારી ના ભણેરે, મૂર્ખ રહે પશુ જેમરે; ઓ.
ભણવામાં સુખ છે ઘણુંરે, સુધરે સંતતિ એમરે. ઓ. ૪
ભણતાં પંડિત નિપજેરે, લખતાં લહીયો થાયરે; ઓ.
ચાર ચાર ગાઊ ચાલતારે, લાંબો પંથ કપાયરે. ઓ. ૫

# ધોરણ ૨ જું.

## બાળરામજી અને ચંદ્રમા.

### જાન જનાવરની મળી મેધાડંબર ગાજે-એ રાગ.

બાળા રાજા રામચંદ્રજી, માને ખોળે પધાર્યા;

ચાંદલિયો લેવા આભથી, હાથ લાંબા પસાર્યા. ૧
ચાંદો આવ્યો નહીં હાથમાં, ઘણું રોવા લાગ્યા;
સમજ્યા ન કૌશલ્યા માતજી, ચિત્રો આપ્યાં મો' માગ્યાં. ૨
રડતા ન રહે રામચંદ્રજી, હાથે ચાંદો બતાવે;
સંજ્ઞાએ દશરથ સમજીયા, બાળ ચાંદો મંગાવે. ૩
ચાંદો આવે કેમ હાથમાં, રામ રહે કેમ [1]છાંને;
યુક્તિ કરી થાકયા ઘણા, બાળરાજા ન માને. ૪
બાળ, રાજ, યોગી, ત્રિયા, હઠ ચાર છે ખોટી;
બુદ્ધિબળે લે કેળવી, તો કાંઇ વાત ન મોટી. ૫
પછી દર્પણ બાળ હાથમાં, આપ્યું બુદ્ધિનિધાને;
ચંદ્રબિંબ જોઇ દરપણે, રામનું મન માને. ૬
રડતા છાના રહ્યા રામજી, બાળલિલા બતાવી;
રાજા પ્રજા રાજી થયા, બાળરાજા મનાવી. ૭

## બાળા અને ચંદ્રમા.

### ગોકુળ મથુરાંરે વા'લા—એ રાગ.

મા મને ચાંદોરે વા'લો, દૂધથી ધોળો અતિ રૂપાળો;
જેમ રૂપાનોરે થાળો, રાત દીપાવે છે રઢિયાળો. મા. ૧
જઈ આભલીએરે બેઠો, તળાવના પાણીમાં પેઠો;
જો જળમાંથીરે ઝાલું, હાથ ન આવે ઠાલુંમાલું. મા. ૨
જ્યાં જ્યાં જઊછુંરે માડી, વાડી ઝાડી કે વનવાડી;
ત્યાં ત્યાં સાથેરે આવે, ચાંદલિયો મુજ મનમાં ભાવે. મા. ૩
ગુણ ઠંડકનોરે ધરતો, ધરતીપર અજવાળું કરતો;
સૂરજ ઉગેરે દા'ડી, સામું જોઈ શકીએ નહીં માડી. મા. ૪
તાપ તપાવેરે ભારી, પંથી પંથ વહે દુઃખકારી;
હું તને પુછુંરે માડી, ચાંદો સૂરજ ઊગે દા'ડી, મા. ૫

૧ છાંનો.

બેશ્રીમાં સૌનેરે સારો, લાગે કોણ તે માત વિચારો;
હું અણુસમજુરે બાળી, સમજાવે તું માત મયાળી.મા. ૬

## ચંદ્ર સૂર્યની લડાઇ. (માનો ઉત્તર.)

### રાગ ઉપરનો.

મા કહે સાંભળરે બેટી, સમજુ થાજે ગુણુની પેટી;
ચાંદો સૂરજરે બળિયા, એકદીન ભેળા બેઉ જણુ મળિયા.મા. ૧
લડાઈ જાગીરે બેઉને, નવાઈ જેવું લાગે સૌને;
પે'લો ચાંદોરે ભાખે, બડાઇ પોતાની બહુ દાખે. મા. ૨
હું સુખદાતારે સાચો, સૃષ્ટિનો શણુગાર ન કાચો;
તાપે તપિયારે દા'ડી, મુજ મુખ જોઈ નિંદ્રા લે ધાડી.મા. ૩
સૌને શાંતિરે આપું, રાત રચી સંકટ સો કાપું;
મુખથી અમૃતરે ઝરતો, દરિયામાં હું ભરતી કરતો.મા. ૪
શરદ પુનમનીરે રાતે, પાકે મુક્તાફળ ભલિ ભાતે;
કુમુદ ચકોરીરે ચાહે, ચોર જાર મુજથી ડરી જાયે. મા. ૫
સાંભળી સૂરજરે બોલે, ચાંદલિયા તું નહીં મુજ તોલે;
હું સમરથ છુંરે મો'ટા, જગ પ્રતિપાલક નહીં મુજ જોટા.મા. ૬
તાપ તપાવુંરે ધરણી, પણુ વરસાવું વૃષ્ટિ (હું) તરણી;
અનાજ ફળ ફૂલરે કેવા, અઢારભાર વનસ્પતિ મેવા. મા. ૭
મુજ પરતાપેરે પાકે, આલમ જીવે નહીં મુજ પાખે;
હું અજવાળુંરે સ્થાપુ, સૌ દીન સરખી રીતે વ્યાપુ.મા. ૮
તું દીન પંદરરે ઊગે, પંદર દીન નાસે મુખ મુંગે;
પુનમે ઊગેરે પૂરો, પડવાથી ક્ષીણુ થાય અધૂરો. મા. ૯

## લડાઈનું સમાધાન ને માનો બોધ.

એમ વિવાદેરે ચડિયા, દેવ ગુરૂ પાસે જઇ અડિયા;
બુદ્ધિ બળમાંરે એવો, તોલ ન આવે બૃહસ્પતિ જેવો.એમ.૧

એઉને આદરરે આપી, સમજાવ્યા બુદ્ધિબળ સ્થાપી;
તમે બેઉ સમરથરે સારા, પ્રાણીમાત્રના લોચન પ્યારા. એમ. ૨
તુમ વિણ જીવતરરે ખારૂ, જળ સ્થળમાં સઘળે અંધારૂં;
સદાય રહેશોરે રાજી, તો ખીલશે કુદરતની બાજી. એમ. ૩
ચંદ્ર સૂરજછેરે શાખી, ન જીવે તુમ વિણ આલમ આખી;
એમ સમજાવ્યારે પ્રીતે, બૃહસ્પતિએ મિત્રની રીતે. એમ. ૪
સમજી સંપીરે ચાલ્યા, ચંદ્ર સૂરજ નિજ સ્થાને [1]હાલ્યા;
મા કહે પુત્રીરે પ્યારી, લડે ન ચંદ્ર સુરજ કોઇ દા'રી.[2] એમ. ૫
પણ મેં યુકિતરે કીધો, તુજને સમજાવા સૌ વિધી;
સૃષ્ટિ રથનારે ધોરી, ચંદ્ર સૂરજ જગજીવન દોરી. એમ. ૬
પ્રત્યક્ષ દેવોરે પૂરા, નિજ નિજ ધર્મ બજાવે શૂરા;
એઉને ગુણજેરે સારા, આખી આલમને બેઉ પ્યારા. એમ. ૭

---

# ધોરણ ૩ જું.

## ભારતમાં ચાલતું વર્ષ અને મહીના.

### ઓધવ માધવને કેહેજો—એ રાગ.

સખી ભારતભૂમિ વર્ષ ભણું, ત્રણસેં ચોપન દિવશતણું;
તેના મહીના બાર ગણુ, સખી ભારતભૂમિ માત નમો;
તનમન ભકિત સ્વદેશ રમો. સખી. એ ટેક. ૧
**કારતક** નવિન વરસ નિકટે, **માગશર** લગનસરા ઉલટે;
રાત વધે દીન માપ ઘટે. સખી. ૨
**પોસે** ટાઢ પડે ઝાઝી, **માહામાં** ખીલે વનરાજી;
જાય શિયાળાની બાજી. સખી. ૩
**ફાગણમાં** સળગે હોળી, **ચૈતર** પરવારે કોળી;
**વૈશાખે** આંબા પોળી. સખી. ૪
**જેઠ** તપે ભૂતળ ભારી, ઉન્હાળાના એ ચારી;

---

૧ ગયા. ૨ દહાડી=દહાડો.

**અશાડ** વર્ષા વિસ્તારી. સખી. ૫
**શ્રાવણ** પુણ્યદાન કાજે, **ભાદરવો** ગંભીર ગાજે;
સરાધમાં લાડુ ખાજે. સખી. ૬
**આસો** દશરા દીવાળી, જમીએ શેવ ને સુંવાળી;
રમીએ તાળી લેઇ બાળી. સખી. ૭
ચોમાસે સૌ વનરાજી. ખીલે કુદરતની બાજી;
લીલી સાડી સજે માજી.[1] સખી. ૮
દર ત્રીજે વરસે આવે, પુરૂષોત્તમ મહીનો ભાવે;
તેમાં પુણ્યદાન થાવે. સખી. ૯

## પખવાડીઉં અને પંદર તિથી.

### આવો આવો શીવશંકર ભોળા—એ રાગ.

વા'લી બે'નો નિશાળે જઇએ, ભણી ગણી સમજુ થઇએ;
વા'લી બે'નો નિશાળે જઇએ. એ ટેક.
મહીના **બાર** વરસ દીનના, બે **પખવાડા** મહીનાના;
**સુદ** ને **વદ** બે મનમાન્યા. વા'લી. ૧
**અજવાળું** સુદ પ્રગટાવે, **અંધારૂં** વદમાં થાવે;
કુદરત લીલા બતલાવે. વા'લી. ૨
**પડવે** દીન પે'લો જાણો, **બીજ**તણો બીજો માનો;
ત્રીજો **ત્રીજ**થી કેહેવાણો. વા'લી. ૩
**ચોથ** તે ચોથે દીન કહીએ, પંચમ દીન **પાંચમ** લહીએ;
છઠ્ઠે દીન **છઠ** નિરવહીએ. વા'લી. ૪
સાતમો દીન **સાતમ** કેરો, આઠમો દીન **આઠમ** હેર્યો;
**નોમે** નવમ દીવસ પ્રેર્યો. વા'લી. ૫
દસમો **દશમ** તણે નામે, **અગીઆરસ** દીન સુખ પામે;
**બારસ** બાર તણે ઠામે. વા'લી ૬
**તેરસ** તેરમે દીન આવે, **ચૌદસ** ચૌદમે દીન થાવે;

૧ પૃથ્વીમાતા.

**પુનમ** ચંદ્ર પૂરો ભાવે. વા'લી. ૭
પહેલા પંદર અજવાળું, પછીના પંદર અંધારૂં;
મહીને મહીને નિત્ય ભાળું. વા'લી. ૮
બએ ઘડીનું અજવાળું, બીજથી નિત્ય વધતું ભાળું;
આખી રાત પુનમ ગાળું. વા'લી. ૯
પછી બએ ઘડી અંધારૂં, વદ એકમથી વધનારૂં;
**અમાસ** આખી અંધારૂં વા'લી ૧૦

---

## સાત વાર.

### પડવેની પણ પ્રીત--એ રાગ.

આદિત્યે **રવિવાર** સૈયર સંગેરે,
આજ રજા પડી નિશાળ રમીએ રંગેરે;
**સોમવારે** સખીયો થઇને ભેળીરે;
સૌ ભણવા જાય નિશાળ ગુણની વેલીરે. ૧
**મંગળવારે** મેલ મનનો તજીએરે,
સજી વસ્ત્ર સ્વચ્છ ભગવાન ભાવે ભજીએરે;
**બુધવારે** બે'ન બુદ્ધિ આવેરે;
જો ભણીએ ભણતર બેશ સદ્દગુણ થાવેરે. ૨
બૃહસ્પતિ ગ્રહ દેવનો ગુરૂ ભારેરે,
સૌ લોક ભણે **ગુરૂવાર ભેસ્પતવારે**રે;
**શુક્રવાર** દીન સત્ય વાણી ઉચરીએરે,
ધરી સદાચાર સંસાર પાર ઉતરીએરે. ૩
**શનીવાર** શણગાર નીતિનો સજીએરે,
ભણી ગણી બની હુંશિયાર કજીયો તજીએરે;
સાતવાર શુભ સાત ગ્રહના કહીએરે,
વળી **રાહુ કેતુ** સુધાંત નવગ્રહ લહીએરે. ૪
સદ્દગુણીના પોબાર ગ્રહ સૌ સીધારે.
ગ્રહ વાંકા દુરગુણી ચ્યાર દૈવે કીધારે;

સત્ય ક્ષમા દયા[1] દાન ભુષણ સજીએરે;
આળસ અભિમાન કુસંપ ઈર્ષા તજીએરે. પં

## પાઠ ૧ લો.

## માતૃ સ્તુતિ.

### મામેરૂ મોંઘા મુલનું--એ રાગ.

સુખદાતા માતાજી જીવો ઘણું,
મારા મનના પૂરે નિત્યે કોડ. માયાળુ મારી માવડી.
મને દુઃખી દેખી તું દુઃખી થતી,
તારા જેવી ન જગમાં જોડ. માયાળુ. ૧
નવ માસ ઉદરમાં[2] રાખી મને,
તને દીધાં મેં દુઃખ અપાર. માયાળુ.
સહી વેદના જન્મ આપ્યો મને,
તારો ભૂલું હું નહીં ઉપકાર. માયાળુ. ૨
પગલું માંડતી નહીં પૃથ્વિતળે,
મને ઉપાડી ફરતી હમેશ. માયાળુ.
ગાઈ હાલરડાં તું હીંચોળતી,
દુઃખ આવવા દેતી ન લેશ. માયાળુ. ૩
મને ભીનેથી સુકે સુવાડતી;
પોતે ભીનામાં સુતી સુજાત. માયાળુ.
મને વસ્ત્ર રૂડું ઓઢાડતી;
સેજાં ખેંચી તો ઉઘાડી થાત. માયાળુ. ૪
ભુખી થઈ રોઉંતો ભર ઉંઘથી,
જાગી ખવરાવતી તું સુજાણ. માયાળુ.
વાચા વગરની હું ન બોલી શકું,
ચેતી માગ્યું આપે મતિમાન. માયાળુ. ૫

---

૧ દયા. ૨ પેટ.

# પાઠ ૨ જો.

## માતૃસ્તુતિ.

### રાગ ઉપરનો.

મળ મૂત્ર ધુવે મારાં માવડી,
મારે માટે ન જમતી મિષ્ટાન. માયાળુ.
કડવાં ઔષધ કવાત ને મૂળિયાં,
મારે માટે પીધાં તેં નિદાન. માય.ળુ. ૧
ઘડી જંપવા ન દેતી તને કદા,
અન્નાડી હું છેક નાદાન. માયાળુ.
ખાતાં પીતાં તને પજવું ઘણું,
તારો માનું હું શો એશાન.૧ માયાળુ૦ ૨
મારા કાલા બોલે ઘણું રીઝતી,
મને રીઝવે કહી રૂડી વાત. માયાળુ૦
સંસારમાં સ્વાર્થનું સૌ સગું;
નીઃસ્વાર્થિ સગી મારી માત. માયાળુ૦ ૩
તારો બદલો કદી ન વાળી શકું,
સેવું કલ્પ સુધી તારા પાય; માયાળુ૦
મામા કાકા ને માશી જીવો ઘણું,
સુખ દુઃખમાં નભાવે તું માય. માયાળુ૦ ૪
રાત દિવસ ગણે ગુણ માતના,
પાર પામે ન કોઈ કવિરાય; માયાળુ૦
ઘડયું હૃદય પ્રેમ પૂર માતનું;
સ્નેહ સાગરસમ ઉભરાય. માયાળુ૦ ૫

---

૧ પાડ.

# ધોરણ ૪ થું.

## સીંહ અને ઊંદર (ઉપકારનો બદલો.)

**મા પાવાતે ગઢથી ઊતર્યાં-એ રાગ.**

એક વૃક્ષ નીચે સૂતો હતો, સુણ બાળારે;
કોઈ ભૂખ્યો સિંહ નિરાશ, સાંભળ બાળારે;
તે નીચે એક દર હતું, સુ. બહુ ઊંદરનો ત્યાં વાસ. સાં ૧
સિંહના શરીર ઉપર ઘણા, સુ. ઊંદરડા આવે જાય; સાં.
વનરાજા મન ધારતો, સુ. શું રંકને છેડે થાય. સાં. ૨
પણ બહુ દોડાદોડથી, સુ. કોપ્યો તે વનનો રાય; સાં.
એક ઊંદર પકડયો તદા, સુ. તસ મારવા જેવો જાય. સાં. ૩
ઊંદર બોલ્યો કરગરી, સુ. મને માફ કરો મા'રાજ; સાં.
હવે ફરીથી નહીં કરૂં, સુ. તમે ઊત્તમ છો વનરાજ. સાં. ૪
દયા ધરી દિલ છોડીયો, સુ. કહે ઊંદર સાંભળો દાદ; સાં.
હું બદલો વાળીશ ખરો, સુ. સેવકને કરજો યાદ. સાં. ૫
સિંહ હસ્યો તું શું કરીશ, સુ. ઊંદરડા મુજ ઊપકાર; સાં.
અવસરે સેવા આદરૂં, સુ. કહી ગયો કરી નમસ્કાર. સાં. ૬
પારધીની જાળે કદા, સુ. સપડાયો સિંહ ચકોર; સાં.
ઊંદર આવ્યો તે સમે, સુ. કાપ્યો તે જાળનો દોર. સાં. ૭
છૂટયો તે વન કેશરી, સુ. માન્યો ઊંદર ઉપકાર; સાં.
હું હસતો તુજને હતો, સુ. તું રંક ક્ષુદ્ર અવતાર. સાં. ૮
પણ એ ભૂલ છે માહરી, સુ. કરવો નહીં ગર્વ લગાર. સાં.
કરણીથી ઓળખાય છે, સુ. ના'ના મો'ટા નરનાર. સાં. ૯

---

## ઘે'લો બાદશાહ ને સૂર્ય ઊપરની ચઢાઈ.

**વા'લે અમૃત પાઇ ઉછેર્યાં વા'લાજીએ-એ રાગ.**

એક નવરંગ પુરીમાં અક્કલબાજખાં રાજારે,

તસ હજુર ખુશામતખોર લાલખાં તાજારે;
રાજમે'લથી પૂર્વ દિશાએ કચેરી શા'નીરે,
જયાં આવતાં સૂર્યનો તાપ પડે તોફાનીરે. ૧
લાલખાંને પૂછ્યું શાહે સૂરજ આણુ ન માનેરે,
હજી નબરો રહ્યા છે શત્રુ જીતવો છાનેરે;
કહે લાલખાં બંદેનિવાજ પકડી મંગાવોરે,
એનો ભાર છે શો અહીં કેદ કરીને લાવોરે, ૨
પછી સ્વારથિલાલ પ્રધાનને શાહે તેડાવ્યોરે,
કહે શાહ ચઢાઇ કરી સૂરજ અહીં લાવોરે;
કહે મંત્રી સૂરજ અશમાન રહ્યા છે છાનેરે,
યુદ્ધ કરવા તેની સાથ જવું અસમાનેરે. ૩
આકાશે જવાનાં યંત્ર મળે છે વિલાતેરે,
એક લાખ રૂપૈયા આપો તો લાવીએ ખાંતેરે;
શાહે લાખ રૂપૈયા આપ્યા મંત્રીને હાથેરે,
પરવરિયો મંત્રી લસ્કરલાવની સાથેરે. ૪
કેટલાએક દીન ફરી મંત્રી પાછો આવ્યોરે,
કહે શાહને સૂરજ જીતીને બાંધી લાવ્યોરે;
પશ્ચિમ દિશ હોજના પાણીમાં પેઠો લાજીરે;
પ્રતિબિંબ જળે જોઇ શાહ થયો બહુ રાજીરે. ૫
મંત્રીને કર્યો શિરૂપાવ શાબાશી દીધીરે,
પૂર્વ બાજુથી પશ્ચિમ બાજુ કચેરી કીધીરે;
જવું આવવું પશ્ચિમ તરફ શાહને થાવેરે,
તેથી સૂર્યનો તડકો શાહ ઉપર નવી આવેરે. ૬
એવા અક્કલબાજખાં સૂર્ય જીત્યા મન માનેરે,
મૂરખ માથે નહીં હોય શીંગડાં નિદાનેરે;
બળિયાથી બાથ ભીડે તો ખતાં ખાવેરે,
ધૂળ નાંખીએ સૂરજ સામી તે આંખ્યોમાં આવેરે. ૭

—૧—

# શિયાળ અને બગલો.

## કેરી સૈયર જેનો કંથડો—એ રાગ.

મશ્કરી કરતાં પારકીરે, લાજ પોતાની જાય;
પસ્તાવો પૂરો પામીએ, જીવ જોખમ થાય.
મશ્કરી કરીએ ન પારકી. એ ટેક. ૧
વિહંગપુર નગરી વિશેરે, પશુ પંખીનો વાસ;
શિયાળ ને બગલો રમે, નિત્ય કરી સહવાસ. મશ્કરી. ૨
શિયાળીએ બગ નોતર્યોરે, ઘેર જમવાને ખાસ;
છાછર થાળે પીરશી, ખીર જમવાને તાસ. મશ્કરી. ૩
બગલાની લાંબી ચાંચથીરે, ખીર આવે ન મુખ;
શિયાળિયો ચાટી ગયો, ભાગી બગની ન ભુખ. મશ્કરી. ૪
શિયાળિયો હસીને કહેરે, સુણો બગલાજી વાત;
આજ રસોઈ કેવી થઇ, કહો સ્વાદ નિરાંત. મશ્કરી. ૫
બગલો ચતુર મન ચેતીયોરે, થઇ મશ્કરી આજ;
ડાવકો થઇને બોલીઓ, ભલી રસવતી રાજ. મશ્કરી. ૬
કાલ પધારો આપણેરે, ઘેર જમવાને રાજ;
ભક્તિ કરૂં ભલી ભાતથી, રાખું આપની લાજ. મશ્કરી. ૭
શિયાળ જમવાને ગયોરે, પછી બગલાને ઘેર;
શિરોહીમાં ખીર પીરશી, જમો શિયાળ લે'ર. મશ્કરી. ૮
શિરોહીનું મુખ સાંકડુરે, મુખ મોટું શિયાળ;
ખાવાને ફાંફા માર્યા ઘણા, પણ ફાવ્યો ન તાલ. મશ્કરી. ૯
ચાંચ ઘાલી બગ ખાઇ ગયોરે, બોલ્યો મશ્કરી બોલ;
સ્વાદ રસોઇનો શિયાળજી, કેવો આવ્યો છે થોલ.મશ્કરી. ૧૦
શિયાળ સમજીને બોલીયોરે, કાલ જેવો છે તાલ;
વેપ ભજાવ્યો વિશેષ તેં, મારો વાંક છે લાલ. મશ્કરી. ૧૧
મશ્કરી મેં કાલે કરીરે, કરી બમણી તેં આજ;
મશ્કરી કોઇની નહીં કરૂં, મળી શિક્ષા સદાજ. મશ્કરી. ૧૨

# પાઠ ૧ લો.

## ગરવી ગુજરાત.

**મા તું પાવાની પટરાણી કે કાળી—એ રાગ.**

[૧]ગરવી શ્રી ગુજરાત સુજાત માત રળિયામણીરે લોલ,
ભારત ભૂમિની દુઝણી ગાય સદાય સોહામણીરે લોલ;
ધરણી [૨]તરૂણી [૩]ભાલ વિશાળ તિલક રૂપે રતીરે લોલ,
કુદરતની ક્રિડાનો બાગ અથાગ લીલાવતીરે લોલ. ગ. ૧
પાકે કાચું સોનું રસાળ ભૂમિ ધાન્યે ભરીરે લોલ,
શાળી રશાળી મગ મઠ ચોળા ઘઉં ને બાજરીરે લોલ;
ચણા જવાર તુવર ઝાલર જવ બંટી બાવટોરે લોલ,
ફળદ્રુપ પ્રાંત રસાળનો રોપ્યો જગમાં વાવટોરે લોલ. ગ. ૨
તલ સરશવ અળશી એરંડી કસુંબી ધાવડીરે લોલ,
પાકે અફીણ તમાકુ કપાશ ગળીને શેલડીરે લોલ;
વનરાજીની શોભા [૪]નંદનવન શોભા ખરીરે લોલ,
સૃષ્ટિના શણગાર રૂપે તું માતા ગુર્જરીરે લોલ. ગ. ૩
આસોપાલવ વડ પીંપળ આંબા ને આમલીરે લોલ,
મહુડા લીમડા શમડા રાયણ બોરડીયો ભલીરે લોલ;
ઇત્યાદિક વિધ વિધ તરૂ ઠામ ઠામ જોઇ મન રમેરે લોલ,
વિનયથી [૫]દક્ષ નમે તેમ તરૂવર ફળભારે નમેરે લોલ. ગ. ૪
કદળી દાડમડી સિતાફળી નારંગી વડીરે લોલ,
અંજીર શેતુર પપનસ મેવા દ્રાક્ષ બદામડીરે લોલ;
ચંપો ચંબેલી ગુલ જાસુદ મોગર માલતીરે લોલ,
જાઈ જુઇ કમળ કેતકી ફૂલની વાડી ફાલતીરે લોલ. ગ. ૫

---

૧ મોટી. ૨ સ્ત્રી. ૩ કપાળ. ૪ ઈંદ્રનું વન. ૫ ડાહ્યા.

## પાઠ ૨ જો.

### ગરવી ગુજરાત.

### રાગ ઉપરનો.

રાજનગર શુભ અમદાવાદ ભરત ભુષણ ખરૂંરે લોલ,
કળા કુશળ હુન્નર વેપારથી આબાદી ભર્યુંરે લોલ;
કાપડ સુતરની મીલોનો હુન્નર છે ઘણોરે લોલ.
ઉદ્યોગી [1]ધિમાન શ્રીમાન જયો વસ્તીતણોરે લોલ. ગ. ૧
સુરત ભરૂચ વડોદરૂ પંચમાહાલ શોભે ઘણાંરે લોલ,
ખેડા ખંભાયત પ્રાચિન પાટણની નહીં મણારે લોલ;
[2]શ્રી સ્થળ વીસનગર મેસાણા આદિક છે ભલાંરે લોલ,
ઇડર પાલણપુર રાધનપુર ને રાજપીંપળારે લોલ. ગ. ૨
રાજ્યસ્થાન કાઠીયાવાડ તણાં બહુ શોભતાંરે લોલ,
ભાવનગર જુનાગઢ જામનગર મન લોભતાંરે લોલ;
ઇત્યાદિક બહુ નગર પુર ને ગામ ઘણાં મળીરે લોલ,
ગુર્જર ભૂમિની [3]ઘટના થઈ તે કોઈ ન શકે કળીરે લોલ. ગ. ૩
મહી તાપી નર્મદ સાબર આદે નદી નિર્મળીરે લોલ,
અર્બુદ શેત્રુંજય ગિરનારાદિક પર્વત વળીરે લોલ;
મશરૂ ને કિનખાપ કિનારી સુગટા રેશમીરે લોલ,
સાડી ઘરચોળાંદિક કારીગરી નહીં અહીં સમીરે લોલ. ગ. ૪
એવી રસાળી યશાળી પુનિત છે આ ગુર્જર ભૂમિરે લોલ,
આળસ ઇર્ષા તજી અભિમાન થજો સૌ ઉદ્યમીરે લોલ;
જન્મભૂમિ માતા ગુજરાતતણા ગુણ શા ભણુંરે લોલ,
સાંકળચંદ સ્વદેશભકત નરનાર જીવો ઘણુંરે લોલ. ગ. ૫

## ગરબો.

### બાળવિનંતી.

### સર્વે સખિયોને શીખ દઉંરે—એ રાગ.

સ્ત્રીનીતિ શિક્ષણ દ્યો બહુરે અમે બાળા ઊચરીએ,

---

૧ બુધ્ધિવાન. ૨ સિદ્ધપુર. ૩ રચના.

વ્યવહારિક નૈતિક સ્થિતીરે આર્ય બન્ધુ ઉદ્ધરીએ;
સત્ય ક્ષમા સદાચારથીરે સંસાર સુધરીએ,
આ સંસાર સમુદ્રમાંરે સુખ ભરતી ભરીએ.
દમયંતી સીતા સતીરે લોલ, પુર્વે ભણેલી સૌ હતીરે લોલ;
નીતિ કેળવણી ભણી ભલીરે લોલ, કીર્તિ કરી જેણે ઉજ-
ળીરે લોલ;
અભણ મૂર્ખ માતાની સંતતિ મૂર્ખ પરંપરારે લોલ;
માત હોય વિદ્વાન પ્રજા તો થાય ધૂરંધરારે લોલ,
પુત્રી માતાસમ સદ્ગુણીરે લો, સદ્ગુણી સાસુની વહુ ગુણીરે લો.
સાદી સરળ સભ્ય નિર્મળીરે લો, ભણી ગણી થાશે ભલીરે લો.
દેશની ઉન્નતિ કોમની ચઢતી સ્ત્રી શિક્ષણ વિષેરે લોલ.
ધિરવીર બળ બુદ્ધિ વિધાન પ્રજા પ્રાક્રમી થશેરે લોલ.
સ્ત્રી શિક્ષણના પ્રભાવે, દેશમાં સુધારા થાવે;
કુધારા કુસંપ જાવે, ઉદ્યમી પ્રજા બનાવે.
સ્ત્રીનીતિશિક્ષણ દ્યો ભલુંરે, અમે બાળા ઉચરીએ.

---

# ધોરણ ૫ મું.

## આર્ય અબળાનો પોકાર.

### સુંદર શામળીયા નામ જપીશ–એ રાગ.

આર્ય વિદ્યા ઊધરો, સુણી અબળા પોકાર; સ્વદેશી સાથ કરો,
સ્ત્રીશિક્ષણ દ્યો સાર. આર્ય. એ ટેક.
સ્ત્રી કેળવણી છે સુખદાઈ, જેમાં દેશની ચડતી સમાઇ;
ભવિષ્ય સંતતિ સૂધરે ભાઇ, અભણ મૂર્ખ નારી દુ:ખદાઇ;
જ્ઞાન સકલ શણગાર. આર્ય વિદ્યા૦ ૧
માત ભણેલી પુત્રી ભણાવે, સાસુના ગુણ વહુમાં આવે;
જ્ઞાનચક્ષુ અંતર પ્રગટાવે, જ્ઞાની સ્ત્રી રહે સરળ સ્વભાવે;
વિદ્યા ગુણ ભંડાર. આર્ય વિદ્યા૦ ૨

દમયંતી સીતા [1]પંચાળી, [2]બ્રાહ્મી આદિક સતી મયાળી;
વિદ્યા કેળવણી નીતિ પાળી, ભરતભૂની કીરતિ અજવાળી;
કેળવણી નીતિ સાર. આર્ય વિદ્યા૦ ૩
દેશ પ્રજા [3]દ્રોહી માહા પાપે, સ્ત્રીકેળવણીની જડ કાપે;
પણ એ કેળવણી પરતાપે, રણ કીરતિ વીર બાળા સ્થાપે;
જ્ઞાન પરમ આધાર. આર્ય વિદ્યા૦ ૪
પંડિત નરને સ્ત્રી અજ્ઞાની, મળતી [4]પાંતી ન હોય મઝાની;
ઘરસંસારનો રથ તોફાની, એક પૈડે ફરતાં હોય હાની;
સદ્‌ગુણી જોડી શ્રીકાર. આર્ય વિદ્યા૦ ૫
સોમાં કોઇ એક કુલટા [5]કામી, ન ગણો કેળવણીની ખામી;
નીચ સંગતથી થાય હરામી, નીતિ વિના કેળવણી નકામી;
સદાચાર સુખકાર. આર્ય વિદ્યા૦ ૬
રામ ભિષ્મ મા'વીર મુછાળા, વીર પુત્રો પ્રસવે વીરબાળા;
ઘરનો સ્તંભ ખરો ગુણ માળા, સ્ત્રી વિણ ઘર સમશાનની શાળા;
સ્ત્રીભુષણ સંસાર. આર્ય વિદ્યા. ૭
પ્રેમની પેટી કોમળવેલી, સુખ દુઃખમાં પતિની સ્ત્રી બેલી;
પતિની ચે'માં થઇ સતી પે'લી, પ્રેમદા એવી પ્રેમમાં ઘેલી;
સ્ત્રી વિણ દુઃખી સંસાર. આર્ય વિદ્યા૦ ૮
અનાચાર સ્ત્રીમાં જે દેખો, આર્ય તમારી એ ભૂલ પેખો;
અભણ મૂર્ખ રાખી શું લેખો, ધર્મ કર્મ આચાર ન દેખો;
એ અજ્ઞાન વિકાર. આર્ય વિદ્યા૦ ૯
નિર્લજ અભણ નથી શરમાતી, લગ્ન સમે ભુંડાં ગીત ગાતી;
નારી નહીં તે ભુંડણી જાતી, કામણ દુમણમાં ભટકાતી;
મૂર્ખ અભણ જે નાર. આર્ય વિદ્યા૦ ૧૦
બાળલગ્ન ને વૃદ્ધ વિવાહે, વાળ્યો દાટ દેશમાં દાહે;

---

૧ દ્રૌપદી. ૨ સરસ્વતી. ૩ વૈરી. ૪ જોડ. ૫ વ્યભિચારી

અભણ સ્ત્રિઓ ચાલે એ રાહે, સુધરેલી કુચાલ ન ચાહે;
બાળ લગ્ન ધિક્કાર. આર્ય વિદ્યા. ૧૧
આર્ય ટેક અબળાનો રાખો, કેળવણી દ્યો અભણ ન રાખો;
સાંકળચંદ ફળ મીઠાં ચાખો, દેશભક્ત વીરપુત્રો પાકો;
સ્ત્રી શિક્ષણ સુખકાર. આર્ય વિદ્યા૦ ૧૨

---

## સાચું બોલવા વિશે.

### મહીનુ મુલ બતાવ-એ રાગ.

સાચું બોલ સદાય, બાળા ગુણ મણિમાળા. ટેસાચું. ક
સાચાનો વિશ્વાસ કરે સૌ, સાચે સુજશ ગવાય,
સાચે રાચે શ્રી જગદિશ્વર, સાચાને સુખ થાય;
સત્યથી અગ્નિ પાણી. સાચું. ૧
સત્યથી ભરતભૂમિ પંકાણી, સૌમાં શ્રેષ્ઠ ગણાય,
તસ પુત્રી વીરબાળા આપણ, જુઠ ન વદીએ કદાય;
જો કદી સંકટ આવે. સાચું. ૨
સાચાને સૌ પાસે રાખે, જુઠાથી દૂર જાય,
જુઠો વાત વાતમાં ભુંડો, કોઇ ન લે તસ છાંય;
જ્યાં ત્યાં અપજશ પામે. સાચું. ૩
સાગર જો મરજાદા મૂકે, ચંદ્ર સુરજ ચૂક થાય,
જીવ જાય તો જાવા દેઇએ, સત્ય ન તજીએ કદાય;
સત્યમેવ જય અંતે. સાચું. ૪
રાજ તજી ચંડાળતણે ઘેર, રહ્યા હરિશ્ચંદ્ર રાય;
દુઃખ સહ્યાં પણ સત્ય તજ્યું નહિ, સત્યનો જયજય થાય;
સત્યવાદી જે ગવાયા. સાચું. ૫
બીજા યુધિષ્ઠિર રામરાજનું, સત્ય જગત પંકાય,
પ્રાણ તજે પણ સત્ય ન ચૂકે, સત્ય અટંકી એ રાય;
અમર રહ્યા દુનિયામાં. સાચું. ૬

સીતા દમયંતી પંચાળી, જગમાં સતિયો ગવાય,
પ્રાણાંતક સંકટ બહુ વેઠયાં, તજ્યું ન સત્ય કદાય;
કીરતિ રહી જગ ગાજી. સાચું. ૭
વાતવાતમાં જુઠ વધાથી, આવરદા ક્ષય થાય,
બાળા જુઠ તજી ગુણમાળા, સાચું વદજો સદાય;
સત્યની છાપ છપાશે. સાચું. ૮

## ઉપવનનું વર્ણન.

શી ખીલી આજ તાજી, વનરાજી. એ ટેક.
કોયલ ટોકે સહકાર, માલતિ મધુકર ઝંકાર;
આ ઉપવન રહ્યું ગાજી. વનરાજી. ૧
ખળખળ સરિતા વહે નીર, પસરે સુગંધી સમીર;
શી કુદરતની બાજી. વનરાજી. ૨
કીર હંસ મોરના શોર, બગ તેતર કાક ચકોર;
છે ઝાઝા ચકવાજી. વનરાજી. ૩
સસલાં ને શિયાળ ક્રોડ, હરણાંની દોડાદોડ;
હુકક વાનર કરતાજી. વનરાજી. ૪
કુસમિત કેસુડાં ફૂલ, બહુ બેંકે વિકસીત સુલ,
આ દાદમડી તાજી. વનરાજી. ૫
માલતી મોગર ગુલબાસ, જાઇ કેતકી ચંપક વાસ;
દીલ દેખી હોય રાજી. વનરાજી. ૬
શા કમળ રચ્યાં કિરતાર, જાસુદ ચંબેલી શ્રીકાર;
પસરી ખુશબો ઝાઝી. વનરાજી. ૭
નારંગી ફનસ અંજીર, વળી દ્રાક્ષ બદામ [૧]ખજુર;
શી પપનસ પતરાજી. વનરાજી. ૮
આ વૃક્ષ વિંટાણી વેલ, આ કોમળ સુંદર કેળ;
શું કલ્પલતા લાજી. વનરાજી. ૯

---

૧ખજુર.

## કેળવણીને યથાર્થ ન્યાય આપનાર ન્યાયમૂર્તિ



## મહારાજાધિરાજ
## શ્રી સયાજીરાવ ગાયકવાડ સરકાર.

---

### રાજગીત.

પાટણના નૃપ નથી તુજ મે.'લે એરાગ.
મહીપતિ ગાયકવાડ રાજનીતિ નિપુણ સયાજીરાવ,

મળ્યું લઘુ વયમાં મોટું રાજ, અરેહા મા'રાજાધિરાજ;
ગોત્ર ભાર્ગવવંશી મા'રાજ, પુરૂષ મૂળ થયા **પીલાજીરાવ.**
મહીપતિ૦ એ ટેક. ૧

કળા કૌશલ્ય નીતિ ભંડાર, શાસ્ત્ર સાહિત્ય સંગીત વિચાર,
ભણ્યા ભાષાના ભેદ અપાર, કર્યો કેળવણીનો [1]ગરકાવ.
મહીપતિ૦ ૨

અઢારસેં પંચોતેર સાલ, તખ્ત બેઠા મા'રાજા બાળ;
સ્વતંત્ર થયા એકાશી સાલ, મંત્રી પદ સર.ટી. **માધવરાવ.**
મહીપતિ ૩

પ્રવિણ સહુવિદ્યા શીખી થાય, યોગ્ય દે કેળવણી ને ન્યાય;
જગતમાં કીરતિછત્ર ધરાય, ત્રિભુવનર ન્યાય મૂર્તિ મહારાવ.
મહીપતિ. ૪

બ્રિટિશ સરકારે બક્ષિસ દીધ, યોગ્ય ઇલકાબો ઈનામ કીધ;
કર્યાં સાર્વજનિક કામ પ્રસિદ્ધ, ગુણી યુવરાજ **ફતેસીંહરાવ.**
મહીપતિ. ૫

રાજમાં કર્યાં સુધારા કામ, સુધાર્યા રસ્તા પૂલ તમામ;
કર્યાં હાઈસ્કુલ કોલેજનાં ધામ, વળી હોસપિટલ બાગ ને
વાવ. મહીપતિ. ૬

કર્યો રાહદારી વેરો માફ, રાય ને રંક નેક ઈનસાફ;
રાજમાં શાંતિ સલાહ સાફ, પ્રજાપર પુત્ર પુત્રીસમ ભાવ.
મહીપતિ. ૭

યુરોપે મુસાફરી બહુ કીધ, ભેટ મા'રાણીજીથી લીધ;
હુન્નર નિજ દેશ કર્યા પરસીધ, કર્યાં શુભ કલાભવન મા-
હારાવ. મહીપતિ. ૮

સ્વર્ગપુરી વીરપુર[2] સાક્ષાત, રાજધાની જગમાં પ્રખ્યાત;
કડી પાટણ સિદ્ધપુર વિખ્યાત, દ્વારિકાં હિંદુ તીર્થ પ્રભાવ.
મહીપતિ. ૯

---

૧. જમાવ. ૨ વડોદરા.

પ્રજા ને સ્થાનિક[1]રાજ સંબંધ, રાજ ધોરણના બાંધ્યા બંધ;
રચ્યા પોલીસ લશ્કરી પ્રબંધ, ચલાવે રામરાજ માહારાવ.
મહીપતિ. ૧૦
લક્ષ કેળવણીપર બહુ દીધ, વર્ગ પ્રાથમિકને ઊંચો કીધ;
ફરજ કેળવણી કરી પ્રસિદ્ધ, ઊઘાડે શાળા ત્રીશ દર સાલ.
મહીપતિ. ૧૧
[2]કૃષિ ઊત્તેજન શાળા કીધ, અન્નક્ષેત્રો બહુ બાંધી દીધ;
ભલું સ્ત્રીશિક્ષણ કર્યું પ્રસિદ્ધ, પ્રકાસ્યો દેશભક્તિમાં ભાવ.
મહીપતિ. ૧૨
બાળવિવાહનો કરવા નાશ, કર્યો શુભ રાહાવટ આકટ પ્રકાશ;
પ્રજાની સ્થિતિ સુધરવા ખાસ, કર્યો સંસાર સુધારો સાવ.[3]
મહીપતિ. ૧૩
સરસ્વતિ વસે મુખાંબુજ માંય, કરકમળમાં શ્રી[4] વસે સદાય;
કીર્તિ કોપી દેશાંતર જાય, રાવમાં સૌ ગુણનો સંભાવ.
મહીપતિ. ૧૪
બધા ગુણ કવિતામાં ન સમાય, લખ્યા મેં અલ્પ મતિ
મહિમાય, રાજગુણ ભક્ત સાંકળચંદ ગાય, ચિરંજય રહો
સયાજીરાવ. મહીપતિ. ૧૫

---

## પાઠ ૧ લો.

### સંસ્થાન શોભા.

**ગાડી આવી ગુજરાત અગનકેરી—એ રાગ.**

સુણો સજ્જન સૌ નરનાર, શોભા સંસ્થાનની સારી,
કરે મહીપતિ રાજ શ્રીકાર, શોભા સંસ્થાનની સારી;
ધરે પૂર્ણ પ્રજાપર પ્યાર, શોભા સંસ્થાનની સારી. ટેક.

**સાખી.**

કુચ્છરાજના મહીપતિ, ખેંગારજી મા'રાવ;

---

૧ સ્થાનિક હકો આપ્યા. ૨ ખેતી. ૩ બધો. ૪ લક્ષ્મી.

ધવળ કીર્તિશશિ વંશમાં, રાવ **જાડેજા** શાંત સ્વભાવ.
શોભા. ૧

બ્રિટિશ રાજથી મેળવ્યું, સતર તોપનું માન;
પ્રજાપાળ રૂડા રાજવી, વિદ્વાન ને બુદ્ધિનિધાન. શોભા. ૨
ઉચ્ચ કેળવણી મેળવી, દે કેળવણી દાન;
સાર્વજનિક ઉપકારમાં, ક્રોડ ખરચ્યા રૂપૈયા નિદાન.શોભા. ૩
નિજ માતાના નામથી, સંસ્કૃત શાળા કીધ;
મળી ભેટ નિજ લગ્નમાં, તે સ્ત્રી શિક્ષણમાં દીધ.શોભા. ૪
ધન્ય પિતા **પ્રાગમલ્લજી**, પરોપકારી સ્વભાવ;
કુળદીપક **ખેંગારજી**, રૂડા સવાઈબાહાદુર મહારાવ.શોભા ૫
**જુનાગઢના** રાજમાં, **રસુલખાનજી** નવાબ,
બાદશાહ **હુમાયુથી**, મળ્યો **બાબીસાહેબ**નો ખીતાબ.
શોભા. ૬

મર્હુમ **મોબતખાનજી**, હતા ઘણા ઉદાર;
સાર્વજનિક કામો કર્યાં, કર્યો કેળવણીનો પ્રચાર. શોભા. ૭
**નવાબ સાહેબ** હાલના, પરોપકારી ઉદાર;
આશ્રય દે વિદ્વાનને, જેની રાજનીતિ છે શ્રીકાર. શોભા. ૮
**નવાનગરના જામશ્રી**, બા'દુર **રણજીતશીંગ;**
ચંદ્ર વંશમાં નિર્મળા, રૂડા **જાડેજા** રજપુત રંગ. શોભા.૯
મર્હુમ જામ **વિભાજી**એ, બાંધ્યો [1]રાજપ્રબંધ;
સાર્વજનિક કામો કર્યાં, રાજનીતિ કેળવણી સબંધ.શોભા.૧૦
તે કુળદીપક હાલના, જામ ઘણા વિદ્વાન;
પ્રજા પુત્રસમ પાળીને, મેળવશે તે મોટું માન. શોભા.૧૧

---

## પાઠ ૨ જો.

## સંસ્થાન શોભા.

**મન માને નહીં સો વેરા સમજાવું તોય શું થાએ—એ રાગ.**

સુણ સાહેલી રાજ્યસ્થાન મળી અબળા દુઃખ ટાળશે;

---

૧ રાજનીતિ.

સૌ રાજવિયો સ્ત્રીનીતિશિક્ષણ દેઈ પ્રજાને પાળશે;
જો **ભાવનગરના** મા'રાજા, શ્રી **ભાવસંગજી** ગુણ ઝાઝા;
છે સૂર્યવંશી **ગોહલ** રાજા. સુણ. ૧
તસ તાત **તખતસીંહજી** ખ્યાતા, પુણ્યાત્મા નીતિનિપુણ દાતા;
**મહારાજા** ખીતાબ પંકાતા. સુણ. ૨
કોલેજ મકાન કર્યું મોટું, જે રાજકોટમાં હતું છોટું;
બાંધ્યો નદીનો પુલ પુણ્ય મોટું. સુણ. ૩
બાહોશ ચપળ છે મા'રાજા, કેળવણી નીતિનિપુણ રાજા;
નિજ તાતસમા ગુણ છે ઝાઝા. સુણ. ૪
નિજ પ્રજા પુત્ર માફક પાળો, વિદ્વાનોને આશ્રય આલો;
શ્રી **ભાવશંગજી** સુખ મા'લો. સુણ. ૫
હવે **ધ્રાંગધરાને** યાદ કરો, **રાજસાહબ ઝાલાને** સમરો;
સૂર્યવંશી **અજીતસીંહ** સીંહ ખરો. સુણ. ૬
તસ વડીલ **માનસીંહજી** રાજા, ઇલકાબ મળ્યા મો'ટા તાજા;
કર્યા રાજસુધારા અતિ ઝાઝા. સુણ. ૭
વિદ્વાન ઘણા છો મા'રાજા, રાજકર્તામાં ઉત્તમ રાજા;
કવિજનના નવીન ભોજરાજા. સુણ. ૮
સ્વસ્થાન **મોરબી**માં ખ્યાતા, **વાઘજી ઠાકોરસાહેબ** દાતા;
શશિવંશ **જાડેજા** પ્રખ્યાતા. સુણ. ૯
નિજ તાત **રવોજી** મા'રાજા, હુન્નર ખેતી કીધાં તાજા;
વળી રૈયતની રાખી [1]માઝા. સુણ. ૧૦
**વાઘજી** મા'રાજા ઉપગારી, રૈયત દુષ્કાળ વિશે તારી;
સાર્વજનિક કામ કર્યાં ભારી. સુણ. ૧૧
પોતે શુભ કેળવણી લીધી, રૈયતને તે વે'હેચી દીધી;
સ્ત્રી કેળવણી કરી પરસીધી. સુણ. ૧૨
પરદુઃખભંજન[2] વિક્રમ જેવા, વિદ્વાનોને આશ્રય દેવા;
ઘણું જીવો ઉત્તમ નર એવા. સુણ. ૧૩

---

૧ આબરૂ ૨ ભાગનાર.

## પાઠ ૩ જો.

## સંસ્થાન શોભા.

### પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.

**ગોંડળના** રૂડા રાજવીરે, **ભગવતસીંહજી** નામરે;
સાહેલી. શોભા સુણો સંસ્થાનનીરે. ટેક.
**ઠાકોરસાહેબ** શોભતારે, **જાડેજા** વંશમાં [1]તાજરે. સાહેલી. ૧
ફેલો યુનિવરસિટીતણારે, વિદ્વાનને ગુણવાનરે; સાહેલી.
પુલ બાગ રસ્તા કર્યારે, શાળા કેળવણી મકાનરે. સાહેલી. ૨
ધર્મશાળા ઔષધશાળારે, કીધાં સાર્વજનિક કામરે; સાહેલી.
માફ કર્યા વેરા બધારે, દાનમાં ભોજ ઉપનામરે. સાહેલી, ૩
કદર કરી પ્રજાએ કર્યુંરે, બાવલું રાજાનું તામરે. સાહેલી.
આશ્રય દે વિદ્વાનનેરે, રાખ્યું અવિચળ નામરે. સાહેલી. ૪
**વાંકાનેરના** રાજવીરે, **અમરસીંહજી** રાજરે; સાહેલી.
**રાજસાહેબ ઝાલા** વંશનારે, ન્યાયનિપુણ મા'રાજરે. સાહેલી. ૫
તખ્ત પધાર્યા તે સમેરે, દેશમાં હતો દુકાળરે; સાહેલી.
ધૈર્ય ધરી પાળી પ્રજારે, સૌની લીધી સંભાળરે. સાહેલી. ૬
રાજકાજ ઈનસાફનાંરે, જાતે કરે સૌ કામરે; સાહેલી,
ઊંચી કેળવણી પામીનેરે, આપે પ્રજાને તમામરે. સાહેલી. ૭
**પાલીતાણા**માં શોભતોરે, **શેત્રુંજો** સ્વર્ગ સમાનરે; સાહેલી.
તિરથ તે **જૈન**ધર્મનુંરે, ઊંચા દેવળ અસમાનરે.[2] સાહેલી. ૮
**ગોહલ** વંશના રાજવીરે, **માનસીંહજી** સુજાણરે. સાહેલી.
સ્વર્ગવાસ થયો તેમનોરે, હતા વિવેકી વિદ્વાનરે. સાહેલી. ૯
બાળકુંવર છે તેમનારે, વરતાવી તેમની આણરે; સાહેલી.
બ્રિટિશ રાજ્ય વહિવટ કરેરે, એજન્ટ સાહેબ સુજાણરે. સાહેલી. ૧૦
**ધ્રોળ**ના શ્રી **હરીસીંહજી**રે, **જાડેજા** રજપુત રાજરે. સાહેલી.
**ઠાકોરસાહેબ** છે વડારે, કીધાં સાર્વજનિક કાજરે. સાહેલી. ૧૧

---

૧ મુગટ. ૨ આકાશ

## પાઠ ૪ થો.

### સંસ્થાન શોભા.

### રાગ ઉપરનો.

**લીંબડી**ના રૂડા રાજવીરે, **જસવતસીંહજી** નામરે; સા.
**ઝાલા** વંશમાં ઝગમગેરે, **ઠાકોરશ્રી** ગુણગ્રામરે. સા. ૧
કૌંસીલના મેમ્બર થયારે, આપ્યું શ્રી સરકારે માનરે; સા.
[1]દક્ષ વિવેકી વિદ્વાનછેરે, દીધું દુકાળમાં દાનરે. સા. ૨
સ્વપર પ્રજા બીડ કંદથારે, જીવતી રાખી તમામરે; સા.
ઉત્તમ રાજવિયો વિશેરે, છાપી છાપ રાખ્યું નામરે. સા. ૩
સાર્વજનિક કામો કર્યારે, દીધાં કેળવણીનાં દાનરે; સા
આશ્રય કવિ પંડિતનેરે, આપી કરે સન્માનરે. સા. ૪
**લાખાજીરાજ** રાજકોટનારે, ના'ની ઉમર છે તાસરે;સા.
**ઠાકોર જાડેજા** વંશનારે, કરે કોલેજમાં અભ્યાસરે. સા. ૫
બ્રિટિશરાજ વહિવટ કરેરે, રાજતંત્રની રીતરે; સા.
રાજનીતિથી રાખતારે, બાળરાજા પર પ્રીતરે. સા. ૬
**બાલસીંહજી** રાજવીરે, **વઢવાણ**ના **ઝાલા** રાજરે; સા.
**ઠાકોરસાહેબ** ખંતથારે, સાર્વજનિક કરે કાજરે. સા. ૭
મર્હુમ **દાજીરાજ**જીરે, પ્યારા પ્રજાના ભૂપાળરે; સા.
પ્રીતિ પ્રજાની મેળવેરે, તેવા **બાલસીંહજી** હાલરે. સા ૮
**રાણાજી પોરબંદર** તણારે, **ભાવસીંહજી** ભૂપાળરે;સા.
જેષ્ટ **જેઠવા** વંશમાંરે, કુળદીપક પ્રજાપાળરે. સા. ૯
રાજતંત્ર ચાલે ભલુંરે, ન્યાય નીતિ ભરપૂરરે; સા.
સાર્વજનિક કામો કરીરે, આપે કેળવણીનું નૂરરે. સા.૧૦

## પાઠ ૫ મો.

### સંસ્થાન શોભા.

### ડરમાં તું દીલ સાથ, છોકરા—એ રાગ.

શોભે રાજસ્થાન, ભરતમાં શોભે રાજસ્થાન;

---

૧ ડાહ્યા.

રાજવિયો ગુણવાન, ભરતમાં શોભે રાજસ્થાન.

**પાલણપુર દીવાનશ્રી** રાજે, શ્રી **શેરમહુમદખાનજી** છાજે,
**પઠાણ લોહાણી**માં ગાજે, ઉદાર દીલ દીવાનશ્રી આજે.
દે કેળવણી દાન. ભરતમાં. એ ટેક. ૧

રાજ **નવાબ રાધનપુર** ગામે, શ્રી **મહુમદશેરખાનજી** નામે;
બાળ નવાબ કેળવણી પામે, બ્રિટિશરાજના છે વિશ્રામે.
છે શુભ રાજસ્થાન. ભરતમાં. ૨

ઈડરમાં **રાઠોડ મા'રાજા, કેશરીસીંહજી**ના ગુણ ઝાઝા;
સાર્વજનિક કામો કરી તાજા, જ્ઞાનદાન આપે માહરાજા.
છે પોતે વિદ્વાન. ભરતમાં. ૩

**રાજપીંપળે ગોહલ** ગાજે, મુખ્ય શેહેર **નાંદોદ** દિવાજે;
**છત્રસીંહજી** રાજા છાજે, છે વિદ્વાન નરેશર આજે.
લેશ નહીં અભિમાન. ભરતમાં. ૪

**છોટાઉદેપુરમાં** વિખ્યાતા, **ચોહાણ** રાજા છે પ્રખ્યાતા;
**ફતેસીંહજી** છે લઘુરાજા, વિદ્યાભ્યાસ કરે મહારાજા.
વહિવટ બ્રિટિશ વખાણ. ભરતમાં. ૫

---

## પાઠ ૬ ઠો.

### સંસ્થાન શોભા.

**પુનમચાંદની આ શી ખીલી અહીંરે—એ રાગ.**

રૂડા રાજવિયો રાજે છે આ દેશમાંરે,
દીવાન નવાબ બાબી રઢિયાળા રજપૂત;
મોટા **શાહેનશાહ**ના રાજછત્રમાં છાજતારે. ટેક.

**સાખી.**

**બારીયાના** રાજવી, **માનસીંહ ચોહાણ;**
સાર્વજનિક કામો કર્યા, કર્યું માફ રાહદાણ.
રાજનીતિથી શ્રી સરકાર પ્રસન્ન થયા ઘણારે,
કીધી માફ ખંડણી બારીયાની જાણ. મોટા. ૧

**લુણાવાડા**ના ભલા, **સોલંકી માહારાજ;**
**વખતસીંહજી** રાજવી, કુશળ રાજને કાજ;
રાજનીતિથી રાજી થઈ સરકારે આપીયોરે,
રૂડો નાઇટ કમાન્ડરનો ઇલકાબ સતાજ. મોટા. ૨
**વાડાસીનોર**ના વડા, **જમીઅતખાન નવાબ;**
**બાબી** લઘુવય રાજીયા, લે કેળવણી લાભ.
વહિવટ બ્રિટિશ રાજની દેખરેખ નીચે ભલોરે;
ચાલે રાજનીતિ પરમાણે સઘળા બાબ. મોટા. ૩
**સુંથ જોરાવરસંગજી**, રાજકુળ **પરમાર;**
બાળરાજ તરફે કરે, વહિવટ શ્રી સરકાર.
**નવાબ જાફરઅલીખાન**જી શ્રી **ખંભાત**નારે;
**મુગલ** વંશના રાજ કરેછે ત્યાં નામદાર. મોટા. ૪
**રાણા મોહનદેવજી, ધરમપુર** મા'રાજ;
સૂર્યવંશ **સીસોદીયા**, કદર કવિની ત્યાંજ.
કેળવણીને સાર્વજનિક કામો કીધાં ઘણાંરે;
પશુવધ અટકાવી કર્યું અમર નામ મા'રાજ. મોટા. ૫
**હવે વાંસદાના** ભણું, **સોલંકી મા'રાજ;**
દીર્ઘદષ્ટિ વિદ્વાન છે, **પ્રતાપસીંહજી** આજ.
દુકાળનું દુઃખ ટળવા અનાજ ઘાસ દીધાં ઘણાંરે,
આઠસેં માણુસને પ્રતિદીન દે વસ્ત્ર અનાજ. મોટા. ૬
મે'સુલ માફ કર્યું ઘણું, સ્થાપ્યાં આશ્રયસ્થાન;
રોગી અશક્ત અનાથને, આપ્યાં જીવીતદાન.
ઢોર તગાવી આપી રૈયત રાખી જીવતીરે,
રામરાજ સમ રોપ્યો કીર્તિસ્તંભ નિદાન. મોટા. ૭
**સીદી નવાબ સચીન**ના, રાજ કરે મતિમાન;
**નજફઅલીખાં** લો ભલું, કેળવણીનું દાન.
**શ્રી સંસ્થાન**ની શોભા અલ્પમાત્ર મેં ઉચ્ચરીરે,
**સાંકળચંદ** કહે રહો અવિચળ રાજસ્થાન. મોટા. ૮

